# ખેડૂત ધર્મ

—:૦:—

**[ સરદાર વલ્લભભાઈએ જલાલપુર અને બારડોલી તાલુકાના ખેડૂતો સમક્ષ આપેલાં ભાષણ ]**

"ગુજરાતના ખેડૂતો, તમે ડૂબી મરજો, ફાંસીએ ચડજો, મરી જજો, લાઠી ખાજો. બધું લૂટી જવા દેજો પણ મહાસભાનો હુકમ થાય નહિ ત્યાં સુધી આ સરકારને હાથે કરીને એક પાઈ ન આપશો."

"ગુજરાતની લડતના પાયા ધરાસણામાં નંખાયા છે. ત્યાં ખેડૂતો માથું ન નમાવે. ગુજરાતના ખેડૂતોને ધરાસણાના અગરો લૂંટવા એમાં તે છે શું? જે ડરે તો ભાગી જાઓ અને દરિયામાં પડો. તમે મરી જજો, હાડકાનો ભાંગીને ભૂકકો કરજો, પણ ધરાસણામાં કીર્તિસ્થંભ રોપજો."

"આ વખતે સરકારી નોકરી કરવી એ વિષ્ટા ખાવા બરાબર છે. આ રાજ્યમાં કોઈ પટેલાઈ કરે, ત્યારે તમે બહેનો, તેને બારણે બેસજો, રાજીનામું લઈને ઉઠજો અને ન આપે ત્યારે તમારી ચૂડીઓ ધડાધડ ફેંકજો."

—**સરદાર વલ્લભભાઈ**

---

છૂટક નકલ: બે પૈસા

૧૦૦ નકલના રા રૂપિયા

---

પ્રકાશક:

**પ્રભુભાઇ સોમાભાઇ પટેલ,**

**જિલ્લા સમિતિ, સુરત.**

# ખેડૂત ધર્મ

૨૦નંબર

## કાલીઆવાડીનું ભાષણ

[ કાલીઆવાડીમાં જલાલપુર તાલુકાના ખેડૂતો સમક્ષ સરદાર વલ્લભભાઈએ તા૦ ૨૪-૭-૩૦ ને રોજે આપેલું ભાષણ. ]

ભાઈઓ અને બહેનો,

### બ્રહ્મહત્યાનું પાપ

વડોદરા રાજ્યની પ્રજાએ મારૂં સ્વાગત કર્યું તે માટે આભાર માનું છું. પણ મારૂં કામ તો તમારી સાથે રહ્યું છે. તમે બધાએ થઈને ગાંધીજીને જેલમાં મોકલ્યા. તમે ટોળેટોળાં મળીને એને સાથ આપ્યો, એની 'જે' બોલાવી એને જેલમાં મોકલ્યો. તેની જવાબદારી તમારે માથે છે અને હવે તમે ઉંઘશો તો તમને ગૌહત્યાનું, બ્રહ્મહત્યાનું પાપ લાગશે, અને હું તમને ઉંઘવા નહિ દઉં. હવે એના કરેલા ઉપકાર ભૂલી જશો તો આ વરસાદ જે આજે આવે છે તે નહિ આવે. દુષ્કાળ પડશે અને પૃથ્વી રસાતાળ જશે. હવે મારો અને તમારો ધર્મ છે કે જ્યાં સુધી એને બહાર ન લાવીએ ત્યાંસુધી સુખે રોટલો ન ખાઇ શકાય. ત્યારે હવે શું કરશો?

### નફ્ફટ તલાટીઓ

હું જેલમાં હતો ત્યારે સરકારી પત્રોમાં વાંચ્યું કે જલાલપુરમાં ૧૯ તલાટીઓએ રાજીનામાં આપ્યાં છે. મહાદેવભાઇએ હસતાં હસતાં વાત કરી કે જુઓ, આ બધા અનાવલાઓ. પણ હું તો એની નાતનાને ઓળખું છું. મેં કહ્યું થોડા દહાડા રાહ તો જુઓ. આજે બધાય પાછા ગયા છે! એ શું? થુંકેલું કેમ ચાટી ગયા? અને તમે

ખેડૂતો એ કેમ સહન કરી શકો? એવા નફ્ફટોનો પડછાયો લેશો તો અભડાશો. આજે બોલે અને કાલે ફરી જાય એની સાથે વાત શાને કરો છો? મેં સાંભળ્યું હતું કે એમનાં રાજીનામાંનો હેતુ એ હતો કે આ ચળવળનો લાભ લઇ પગાર વધારે મળે. પણ સરકારે એમને ધમકી આપી કે નોકરી જશે એટલે તરતજ રાજીનામાં ખેંચી લીધાં. સરકારને છેતરે અને પ્રજાને છેતરે એવા માણસને આ રાજ્યમાં નોકરી મળી શકે! ખરું રાજ્ય હોય તો ઘસીને ના પાડે. જો મારું રાજ્ય હોય તો આવા નાલાયકોને ધરતીને છેડે પણ ન રહેવા દઉં. એવા માણસોને તમે કોઠું શા માટે આપો છો?

## અનાવિલ ભાઇઓને

અને અનાવિલો, તમે શું સમજો છો? તમે મહાદેવભાઇને, દયાળજીભાઇને જેલમાં બેસાડયા. ગુલાબના ફૂલ જેવા કોમળ દૂધ દાંતમાંથી દૂધ નથી સૂકાયું એવા અનાવિલ છોકરાઓ જેલમાં મોકલ્યા છે. આ બધાને જેલમાં રાખવા માટે આવા જ માણસો જવાબદાર છે. કોણે કહ્યું હતું તે રાજીનામાં આપ્યાં? હવે એમની પાસે હિસાબ માગો. પછી ભલે વાઇસરોયનો કે ગમે તેનો ઓરડીનન્સ [કાળો કાયદો] આવે ને ભલે જેલમાં મોકલે. જેલમાં તો આપણે પડેલા છીએ જ. આજે આપણું કંઇ નથી. ઘરબાર, ખેતીવાડી, ઇજ્જત આબરૂ કંઇજ નથી. એવા મુલકમાં રહેવું એના કરતાં મરવું ભલું.

## દેશદ્રોહીનો પડછાયો નહિ

પણ દેશની અંદર જેટલા દેશદ્રોહ કરે તેનો તો પડછાયો નહિ લેવો. એ માટે ભલે ફાંસી આવે પણ એને સાથ ન આપશો. હરામખોરો નોકરીમાં ભરાયા છે અને ફરિયાદ કરે છે કે અમને કંઇ મળતું નથી, બહિષ્કાર થાય છે. બધા જાડાતગડા જેવા તો ફરે છે અને કહે છે કે પાણી મળતું નથી. એક સરકારી નોકર તો બતાવો કે જે પાણી વગર મરી ગયો. એમ હોય તો ઠેર ઠેર પાણીની પરબો મંડાવીશું. કુતરું પણ પાણી વગર મરતું હોય તો પાણી પાજો પણ એને પાણીને વાંકે ન મરવા દેતા.

## બે જાતના નોકરો

પણ આ સરકારી નોકરોમાં બે ભાગ હોય છે. એમાં આવા તલાટીઓ જેવા ઢોંગી હરામખોરો હોય છે. અને બીજા ભલા પણ હોય છે. પણ એ ભલાઓ દિલના નબળા હોય છે એટલે એનાથી નોકરી છૂટતી નથી. એને હિમ્મત આપો.

પણ હિમ્મત તો મર્દ આપી શકે, છાતીવાળો હોય તે આપે. તેથી તમને કહું છું કે તલાટીઓ ગમે તે કરે, જાનમાલ ફના-ફાતીઆ થઇ જાય, ખેતીવાડીનો નાશ થાય, પણ જેલમાં બેઠેલા છે તે બહાર ન આવે ત્યાં સુધી કોઇ ખેડૂત બચ્ચો આ સરકારને એક દમડી ન આપે.

## ડૂબી મરજો પણ પાઈ ન આપશો

ગુજરાતના ખેડૂતો, તમે ડૂબી મરજો પણ મહાસભાનો હુકમ ન થાય ત્યાં સુધી એક પાઇ પણ ન આપશો. ફાંસીએ ચઢજો પણ માથું ન નમાવશો. ખેડૂતો ડરે છે એ વાત ખોટી છે.

## બહેનો સમજે તો આ સરકારના બાર દહાડામાં ભૂક્કા કરૂં

બહેનોને હું કહું છું કે જો તમે સમજો તો બાર દહાડામાં આ સરકારના ભૂક્કા કરી નાખું. લડવું હોય તો તમારે રોટલા જ જોઇએને ? તમને રોટલા આપવાની જવાબદારી મારી છે, જેની પાસે વધારે હશે તેની પાસેથી લઇશું, ધનાઢ્ય હોય તેને કહીશું કે રોટલા ખવરાવો. કોઇ સિપાહીને ભૂખે મરવા ન દે, ખેડૂત રોટલા વિનાનો રહેવાનો નથી. ને રોટલો મળે પછી શું ?

## જેલનો ડર છોડો

શું જેલનો ડર લાગે છે ? હું ત્યાં જઇ આવ્યો. ત્યાં તો મહેલ જેવું છે, અહીં તો તમારે મહેનત કરવી પડે છે, પણ ત્યાં તો વગર પરસેવે બેઠા બેઠા સવારોરના બે રોટલા મળે છે. ખાવાનું ન આપે તો તેના દાંત તોડી નાખીએ, અને એની પાસે કામ પણ નથી.

મારી પાછળ સરકારને રોજ ચાર પૈસાનો ખર્ચ થતો. એના જુવારના રોટલામાંથી હું નવટાંકનો રોટલો ખાતો, છતાં શરીર સારૂં રહેતું. શરીરની માટી ઓછી થઇ એટલે ભાર ઓછો થયો.

હવે તો ફરીથી જઇશ ત્યારે તે ખાઇશ; મારી જીભના સ્વાદ જશે, વિકારો ઓછા થશે અને આત્માની ઉન્નતિ થશે.

## પ્રાણ લેવાની સત્તા ઇશ્વરને જ છે

ખેડૂતને જેલનો ડર હોય એ હું માનું જ નહિ, એટલું જ નહિ પણ માર ખાવાનો કે ફાંસીનો ડર પણ ન હોવો જોઇએ, કારણકે પ્રાણનો લેનારો તો ઉપરવાળો જ છે. એ સત્તા બીજા કોઇને નથી. કાળ, સ્થળ અને નિમિત્ત ભેગાં થાય ત્યારે પ્રાણ જાય. એ ત્રણ ન હોય તો પોલીસની લાકડી કંઇ ન કરી શકે.

આ માટીના ખોળીઆમાં સર્વ દુઃખ સહન કરવાની શક્તિ ભગવાને ભરેલી છે. જ્યારે એની શક્તિ ઉપરાંત દુઃખ પડે ત્યારે બેભાન થઇ જાય. પછી એને દુઃખની ખબર પડતી નથી. એટલે દુઃખની વાત ન કરવી. માત્ર ડર કાઢવા જોઇએ.

## બહેનોને એક જ વાત

ખેડૂતની સ્ત્રીને એક જ વાત કહેવાની છે. તમારા ધણીને ડર લાગે તો ચૂડી કાઢીને આપજો, અને પહેરાવજો. નામર્દો સાથે લગ્ન ન હોય, તમારી દિકરીઓને મર્દ સાથે પરણાવજો. નામર્દોનો સંઘ કાશીએ ન જાય. જો તમે એમ માનતા હો કે હું તમારો ભાઇ છું, આટલા આટલા વર્ષોથી તમારે માટે હાડકાં પાડી રહ્યો છું અને બાકીનાં વર્ષોમાં પણ તમારા કલ્યાણ માટે જ કામ કરવાનો છું, તો હું કહું છું કે તમે મરજો, બધું લૂંટી જવા દેજો પણ હાથે કરીને એક પાઇ પણ આ સરકારને ન આપશો. પેલા સાધુ અને હજારો ભાઇબહેનો જેલમાં જઇને બેઠાં છે તેને દગો દીધો કહેવાશે, જો તમે આ વખતે પાછું જોયું તો.

## ધરાસણા તીર્થક્ષેત્ર

ધરાસણામાં શું થયું ? ત્યાં કેટલા મર્યા ! ચારપાંચ મર્યા અને બસોપાંચસોનાં હાડકાં ભાગ્યાં હશે ! અને એ તો બધા શહેરોમાંથી આવેલા. પણ હજી ખેડૂતોએ ક્યાં માર ખાધો છે ? આજે ગુજરાતના ખેડૂતોની દેશમાં વાહવાહ બોલાય છે ! એને કંઇ ડરવાનું હોય ? ધરાસણા તો જાત્રાનું સ્થાન થશે ! જેમ કાશી અને ગંગાજી બધાં

જાત્રાએ જાય છે તેમ વરસાદ રહેવા દો, પછી ખબર પડશે. તે વખતે હું છૂટો હોઇશ તો ભાંગેલી ખોપરીઓના ઢગલા કરાવીશ. આ લોકો થોડી લાઠીઓ મારીને ચાળા કરી ગયા! તે વખતે હું બહાર હોત તો ગોળીઓ ખવડાવત. ધરાસણાની વાતો જ્યારે હું જેલમાં સાંભળતો, ત્યારે મને એમ થતું કે જેલની દિવાલ પરથી કૂદીને બહાર આવું. પેલા પાંચસો સિપાહીઓ લાઠી ચલાવતા હતા ત્યારે તમે ક્યાં ઉંઘતા હતા? પણ આ વખતે હું છૂટો રહીશ તો સરકારને જોઇએ તેટલા ભોગ આપીશ.

## ધરાસણામાં વિજયસ્તંભ રોપજો

પણ હું છૂટો ન હોઉં તો કહું છું કે તમે મરી જજો, હાડકાંનો ભુક્કો કરજો પણ ધરાસણામાં કીર્તિસ્તંભ રોપજો. ગુજરાતની લડતના પાયા ધરાસણામાં નંખાયા છે. ત્યાં ખેડુતો માથું ન નમાવે. જો ડરો તો ભાગી જાઓ અને દરિયામાં પડો. ગુજરાતના ખેડુતોને ધરાસણાના અગરો લૂંટવા એમાં તે છે શું? જો તેમ કરતાં મરણ આવે તો પણ શું? ત્યાં મરવું એ તો દેવતાની જગ્યાએ જવાનું છે. કં તો મરીને સ્વર્ગમાં જઇશું કે દેશમાં સ્વર્ગ બનાવીશું. એ સદ્‌ભાગ્ય ક્યાંથી? ઘણાએ પગ ઘસી ઘસીને મરી જાય છે. જે કોઇ ડરે તેને તમારી ચૂડીઓ પહેરાવજો. જેલમાં જતા પહેલાં તો આ છોકરાંઓને અને બહેનોને સળગાવી જવાનો છું. આટલા ધરાસણાના અગરો લૂંટવા એમાં બહારનાની શી જરૂર? એ તો ત્યાં જ હાડકાંનું ખાતર થાય. મારતાં મારતાં એની ગંધેથી ખોપરી ફાટી જાય ત્યારેજ તે પીગળશે. એ જોગમાયાનું ખપ્પર પૂરૂં ભરો. આ કઇ નાની સૂની લડાઇ છે?

## પોલીસો સામે અપશબ્દ નહિ

એક વસ્તુનો મને બહુ તિરસ્કાર છે. ગમે તેટલા જુલમો થાય તોપણ પોલીસ અમલદારો સામે તો એક પણ અપશબ્દ ન બોલો. મર્દના મોંમાં અપશબ્દ ન શોભે. જેનામાં કાંઇ શકિત ન હોય એ ગાળ કાઢે. તમને તો એના* પર દયા છુટવી જોઇએ. કારણકે એને *

* સભામાં આંટીઆ [ધરાસણાનો ક્રૂર લાઠી મારનાર] ની હાજરી હતી. એમને ઉદ્દેશીને જ બોલાય છે.—પ્રકાશક.

તો ચાંડાળનું કામ મળ્યું છે. આ રાજ્યમાં માણસનાં હાથમાં રાક્ષસનું કામ મળે છે, માટે એની નોકરી કરવી ન જોઇએ. મારી તમને સલાહ છે કે કોઇએ પોલીસના સામે ન આંગળી કરવી કે ન તિરસ્કારનાં શબ્દો કાઢવા. કારણ કે એ તો આપણા છે ને ભૂલા પડેલા છે, તેમને એક દિવસ પાછા લાવવા છે. પણ તે ગાળો દઇને નહિ થઇ શકે. એ તો હસ્તે મોંએ બળિદાન આપીશું અને તેના હાથની લાકડીઓ પડશે તે ઝીલીશું ત્યારે થશે.

## લબાડીનો વિશ્વાસ ન કરો

હમણાં તો તમે ખેતીમાં રોકાયા છો, આ સરકારની ખોટી ખોટી વાતો સાંભળશો નહિ. ફલાણાએ પૈસા ભર્યા, ફલાણાએ પટલાઇ પાછી ખેંચી એવી એવી મલીન વાતોનો એ પ્રચાર કરશે. એ લબાડીનો વિશ્વાસ ન કરશો

## ફનાફાતીઆ થવાય પણ પૈસા નહિ

પણ એક જ વાત યાદ રાખજો કે વરસાદ રહી જાય પછી જંપવાનું નથી. તમે બધા નવજુવાનો પ્રતિજ્ઞા લો કે મરી જઇશું પણ મહાસભાનો હુકમ ઉઠાવીશું. ગમે તે થાય, મહાસભાને ગેરકાયદેસર ઠરાવે. પાંચ માણસ ભેગાં થાય તે પકડાવે—પછી કુટુંબનાં પાંચ માણસો હોય તેને ગેરકાયદેસર કહે—પણ એકજ વાત—ગાંધીજી હુકમ ન કરે ત્યા સુધી એક પૈસો સરકારને ન મળે; પછી ભલે એક વરસ થાય, બે વરસ થાય કે પાંચ વરસ. ભલે ફનાફાતીઆ થઇ જવાય પણ બાપુ જેલમાં હોય ત્યાં સુધી એનાં છોકરાં પૈસા આપે? તમે બધાય તયારી કરો. આપણે બધા એક કુટુંબી થઇને ખાઇશું પણ ડરવાની વાત નહિ, નીડરને કોણ ડરાવે?

## સરકારી નોકરી કરે એ વિષ્ટા ખાય છે

આ વખતે સરકારી નોકરી કરવી એ વિષ્ટા ખાવા બરાબર છે. એ તો ગુલામીમાં રાખીને નોકરી કરાવે છે, તમારે કુટુંબમાં બધા માટે, તેમજ તમારી જ્યાં લાગવગ પહોંચે ત્યાંથી સરકારી નોકરી છોડાવવી જોઇએ. કોઇ ખેડૂત પટેલાઇ ન કરે, સગાંવહાલાં નોકરી ન કરે. કોઇ ખેડૂત રાજીનામું ખેંચી લે છે ત્યારે મને ખૂબ દુ:ખ થાય છે. ખેડૂત તો એવું કરે? જ્યારે ખેડૂત એવું કરે ત્યારે ધર્મ લોપ થાય.

આ રાજ્યમાં કોઇ પટેલાઇ કરે ત્યારે તમે બ્હેનો એને બારણે જઇને બેસજો અને એનું રાજીનામું લો ત્યારે ઉઠજો. એ ન આપે ત્યારે ચૂડીઓ ધડાધડ ફેંકજો. પછી ભલેને તમને જેલમાં લઇ જાય, પણ એની એ જ વાત કર્યા કરજો. સરકારની જેલમાં જગ્યા નથી, તે કયાં નાખશે? ઘરમાં જ જેલખાનું બનાવે ત્યારે ખરૂં. ત્યાં તો ખવરાવવાને ધાન પણ નથી, અને રાખવાને જગ્યા પણ નથી. તલાટીઓને અને અમલદારોને પગાર વધારવાની વાતો કરે છે પણ પૈસા જ ન હોય તો આપે જ શું? એ તો થોડા દહાડામાં જ દેવાળું કાઢનાર છે. પૈસા ખૂટે એટલે દંડ કરીને લૂંટે છે તો એને લૂંટવા દો. લૂંટારાને લૂંટી જવા દો. પાપનો ભાર વધશે ત્યારે એના ભાંગીને ભૂક્કા થઇ જવાના છે. ત્યાં પેલો સાધુ બેઠો બેઠો તપ કરી રહ્યો છે. તેના પુણ્યથી અને સરકારના પાપથી બધું ડૂબી જવાનું છે.

## અનાવિલો મેંશનો ચાંલ્લો ન કરશો!

તમે એની પટેલાઇ છોડો. તમે બધા અનાવિલો મેંશનો ચાંલ્લો ન કરશો. તમને પોતાને શરમ લાગવાની છે. આની પટેલાઇ થાય? નોકરાં થાય? મારૂં ન માનો તો તમારા સારામાં સારા ભૂલાભાઇ દેસાઇ જેવાને બોલાવો. ભૂલાભાઇ દેસાઇ પણ તમને કહેશે કે એ તો ડાહ્યામાં ડાહી વાતો કરે છે. મારી પાસે એક અનાવિલ આવ્યા હતા તેમણે કહ્યું કે અનાવિલો તો પ્રપંચી લોકો છે. પણ દયાળજીભાઇ, મહાદેવભાઇ દેસાઇ જેવા જે તમારી કોમમાં રત્નો પડયાં છે તેનુ બદનામ ન થાય એવું તો કરો. ચોમાસું તો જવાનું હશે તો જશે, પણ આ નોકરીઓ છોડવાનું કામ તો કરો. ભડાભડ રાજીનામાં આપો. તમે કોની નોકરી કરો છો? માથાં ભાંગે તેની, લૂંટે તેની નોકરી? મારા જેવા તો મરી જશે, પણ એવો વખત આવશે કે તમારાં છોકરાં તમને ગાળો દેશે કે અમારા વડીલો હતા, તે દેશમાં મહાયજ્ઞ ચાલતો હતો ત્યારે સરકારને સાથ આપ્યો, એટલા માટે તે બાપનું નામ પાછળ નહિ લગાડે. આ જમાનો જુદી જાતનો છે.

## જુદી જાતની લડત

ખરો ખેડૂત બચ્ચો સરકારને સાથ આપે એ મારાથી નહિ સાંખી શકાય. આટલા નવજુવાનો હોય ત્યાં રાજ્યને કાઢવું એમાં તે

શું ? તોપ બંદૂકની લડાઇ ચાલે છે એવી આ લડાઇ નથી. આમાં તો જેટલા ઇચ્છે તેટલાને જ મરવાનું છે. એમાં ઓછામાં ઓછી નુકસાનીની વાત છે. આમાં તો આપણે મરવાનું છે. નથી આવવું તેને નુકસાન નથી. તમે તો કહેશો કે આ તો ગાંડો થઇને આવ્યો છે ને મરવાની જ વાત કહે છે. એને બીજું કંઇ ગમતું જ નથી.

## શરાબ પીતાં બંધ કરાવો

ગાંધીજી આજે જેલમાં છે, એના ત્રણ દિકરા જેલમાં અને એના દિકરાનો દિકરો પણ જેલમાં; અને આ ડોસી [કસ્તુરબા] જેના દાંત પડી ગયા છે તેને દારૂના પીઠાં પર પહેરો ભરવો પડે છે, ત્યારે તમને શરમ નથી આવતી ? બધા બહાર નીકળી પડો, પોલીસની ગોળીઓ ખાઓ પણ પહેરો ભરો અને શરાબખાના બંધ કરાવો. છોને એના કાયદા રહ્યા ? નીડર માટે એક ઇશ્વરનો જ કાયદો છે. એ સિવાય બીજા કોઇનો નહિ. બીજો કાયદો ભગવાનના દાસનો હોય. તે આજે જેલમાં બેઠો છે. તે ભગવાનના દાસનો દાસ છે. એટલે એનો દાસ છે. માટે એ સંત પુરૂષ જેલમાં છે ત્યાં સુધી,

(૧) પરદેશી કાપડમાં એક પૈસો ન જાય.

(૨) દારૂ તાડીનો નાશ થાય,

(૩) આ સરકારને એક પૈસો ન અપાય, ન અપાવાય.

(૪) એની નોકરી ન થાય,

(૫) દેશ મુકત ન થાય ત્યાં સુધી સુખેથી ધાન ન ખવાય.

મારી આ વાત ગામેગામ પહોંચાડજો,

## ધરાસણાના અગર લૂંટજો

સરકાર કહે છે કે ગુજરાતમાં હવે ટંડુ પડતું જાય છે. પણ ટંડુ કે ગરમ તેની હવે ખબર પડશે. હું છુટો રહીશ ત્યાં સુધી તેમાં તો અંગારા ભરી દઇશ અને પછી તેને ખબર પડશે. વરસાદ રહે એટલે એના મીઠાના અગર લૂંટજો. ભલે એ તોપ લાવે, લશ્કર લાવે; પણ એની તોપમાંથી નીકળે શું? ભગવાનની ઇચ્છા હશે તો કંઇ નહિ થઇ શકે.

## આબરૂનો વેપાર

તે વખતે હજારો પડયા હોત તો બધાય રડતા રડતા ભાગી જાત. રાત ને દિવસ ટોળેટોળાં ગયાં હોત તો મારીને ભાગત. એ તો હું છુટો

હોઇશ તો બતાવીશ. કોઇને મરતાં જુએ તો ખેડૂતની આંખમાંથી ખૂન નીકળવું જોઇએ. હવે જે થયું છે તે ઠીક થયું છે. એ લાઠી મારનારને પણ પસ્તાવો તો થતો જ હશે. એક ખાટકીને પણ વિચાર તો થાય છે. પણ એને લાગે કે ન લાગે પણ તમને તો લાગવું જ જોઇએ. હવે પ્રાણ જાય ત્યાં સુધી આ છોડાય નહિ. આ કામ અધુરૂં ન મૂકાય. એમાં આપણી આબરૂ વધી છે, અને આપણે આબરૂનો વેપાર ખેલવાનો છે.

## એક પણ પીઠું ન રહે

યાદ રાખજો કે આખા સુરત જિલ્લામાં એક પણ પીઠું ન રહે. કોઇ નાદાન ઉઘાડે તો કોઇ એને ત્યાં પીવા ન જાય. પીઠાં પર પહેરો કરવો પડે? તમારા દિલમાં ભડક હોય તો એક પીઠું અહી ટકે જ નહિ.

## બધા ડર જહાનમમાં નાખો

અહીં અંત્યજ આશ્રમના મારા છોકરાઓને અને એમના શિક્ષકને ઉપાડી ગયા ને જેલમાં પૂર્યા. તે તો પહેરો પણ ભરતા ન હતા. આ સરકારનાં જુઠાણાંને હદ નથી. પણ એ ગામડે ગામડે ફરતા હતા તે એને ગમે? હવે બહારનાને જરા પણ બેસી રહેવાનું નથી, પણ એ જ પ્રમાણે કરવાનું છે. કોઇ ડરશો નહિ. હવે બધો ડર જહાનમમાં નાખીને ટટાર થઇ જાઓ.

કોઇ અમલદારની છેડતી ન કરો, એ મર્દોનું કામ નથી. એ લાઠી મારતો હોય ત્યાં છાતી કાઢો ત્યારે ખરૂં. એને જયાં ફરવું હોય ત્યાં ફરવા દો. જે નીડર છે તેને શું ભય? એને તો આપણે સાથે લેવો છે. એનાં હાંસીખેલ મૂકો. આપણે તો આપણી નબળાઇની હાંસી કરીએ. તમે બધા નીડર બનો, બહાદુર બનો.

## ગુજરાતનો ઇતિહાસ લખાય છે

આજે ગુજરાતના ઇતિહાસનું પાનું લખાય છે, પહેલાં કોઇ દિવસ નહોતું લખાયું તે ગુજરાત લખાવી રહયું છે એમ આખું હિંદ માને છે. સરકાર માને છે કે વાતાવરણ બદલાય છે તો આપણે પૂરેપૂરૂં બદલી નાખવું. એ માટે ઇશ્વર તમને બુદ્ધિ અને શકિત આપે. પ્રભુ, તમારૂં કલ્યાણ કરો.

૧૫-૪-૯૧

# બારડોલીનું ભાષણ

[તા૦ ૨૩-૭-૩૦ ને રોજ તાલુકાના ખેડૂતો સમક્ષ બારડોલી સ્વરાજ્ય આશ્રમમાં આપેલું ભાષણ.]

## એક પાઇ પણ ન અપાય

આજે મારે કાંઇ નવું કહેવાનું નથી. મારે જે આપવાનું છે તે તો હું ક્યારનો ખેડૂતોને આપી ગયો છું. મારા પાઠો બારડોલી ન પચાવે તો બીજાને હું શું કહું? હું તો ગુજરાતના ખેડૂતોને એક જ વાત કહી રહ્યો છું કે **તમારાથી જમીન મહેસૂલમાં એક પાઇ પણ ન અપાય!** આપણા મુખમાંથી એક જ અવાજ નીકળે; પછી ભલેને સરકાર તોપ, બંદુક, ફાંસી જે લાવવું હોય તે લાવે, સરકારને કોઇપણ રીતનો સાથ ન અપાય. તમારાં છોકરાં 'પોલીસ બચ્ચો હાય હાય' બોલે છે એથી મને દુઃખ થાય છે. જો બારડોલીમાં એવું બોલાય તો હું જરૂર માનું કે બારડોલીની તાકાત ઓછી થઇ ગઇ છે. પોલીસો આપણા દુશ્મન નથી. આપણે તેમના પર રોષ કાઢશું તો ભીંત ભૂલીશું. એ રોષ કરે છે કારણકે સાચી અહિંસા આપણે જાણી નથી. મન, વચન કે કર્મથી કોઇની લાગણી દુખવ્યા વિના ચાલવું એ સાચી અહિંસા છે. જો તમે ગમે તેવું બોલો તો મારે કહેવું પડે કે તમે મહાત્માજીનો મંત્ર બરાબર પચાવ્યો નથી. આપણે એ પોલીસો સાથે લઢવું નથી પણ તેમની પાસે રાજીનામાં અપાવવાં છે આજે ભલે અમલદારો રાજીનામાં ન આપે પણ જ્યારે વખત આવશે ત્યારે એ બધા પોતાની મેળે રાજીનામાં ફેંકી દેવાના છે.

ખેડૂતોએ સમજી જવાનું છે કે જ્યારે ગુજરાતમાં ધાણી ફૂટે તેમ ફડાફડ લોકોનાં માથાં ફૂટશે ત્યારે કલ્યાણ થવાનું છે. હજીએ જેના દિલમાં ડર રહી ગયો હોય તે માલમિલ્કત વેચી પરદેશ નાસી જજો. હું બહાર રહ્યો તો કોઇને જંપવા દેવાનો નથી. સાચા ખેડૂતોને એક વાત અનેકવાર કહેવી ન પડે. મારે જે વાત કહેવાની છે, પાઠો શીખવવાના છે તે તો હું તમને શીખવી ગયો છું. તમે એમાંથી કેટલું પચાવ્યું તે હું જાણતો નથી. હું એમ પણ કહેતો નથી કે તમે એ પચાવ્યું નથી.

## બારડોલીનો ભૂકો કરીને ભલે ઉડાડે

સમાધાનીની વાતોથી તમે ભૂલાવામાં ના પડતા. હજી તો પંથ બહુ લાંબો છે. મારી તેમજ સરકારની નજર બારડોલી પર રહે એ સ્વભાવિક છે. જે દીવસે સરકાર બારડોલીનો ભૂકો કરી ઉડાડી મૂકે તે દિવસે જાણજો કે આપણે ગંગા નાહ્યા. આજે ગુજરાતમાં મોટો યજ્ઞ મંડાયો છે. તમે ડરતા હો—મારા પાઠો ભુલી ગયા હો તો પાછા તૈયાર થઇ રહેજો. ગમે તે થાય પણ ખેડૂતોથી ગરદન તો ન જ નમાવાય.

## આખો તાલુકો ખાલસા થવા દો !

બહેનોએ મને આ કાર્યમાં સધિયારો આપ્યો છે. તમે તમારૂં નામ ન લજવાવશો. આખો બારડોલી તાલુકો ખાલસા થવા દો. આ લડાઇ ઉપાડતાં પહેલાં આપણે એની તો ગણત્રી કરી જ હતી. ખોજ-પારડીમાં ખુન થયું છતાં તમે પોલીસોની મદદ ન લીધી તેથી હું ખૂબ રાજી થયો છું. આપણે આ રાજ્ય નથી જોઇતું તો પછી એ રાજ્યના પોલીસો પાસે શું કામ આશા રાખીએ? આપણે કાંઇ પણ ફરિયાદ નથી કરવી. ગમે તેટલા જુલમો થાય; ઘરબાર લૂંટાઇ જાય, જમીન ખાલસા થાય તો પણ આપણે કાંઇ કરવું નથી. રાજ્યનાં પાપો ભરાવા દો. એ રાજ્ય એની મેળે ભાંગીને ભૂકો થઈ જશે. પીઠાવાળા મારફતે પણ સરકાર ચોરી કરાવે, મારપીટ કરાવે, છતાં તમે બધું સહન કરજો.

## સરકારની ઉસ્તાદી

સરકાર ઉસ્તાદ છે. હવે એણે જુદી બાજી ખેલવા માંડી છે. હવે સરકાર અઠવાડિક હેવાલોનો ફતવો બહાર પાડે છે. તેમાં પટેલોએ રાજીનામાં પાછાં ખેંચી લીધાં, લોકોનો ઉત્સાહ મંદ થતો જાય છે, લડત ધીમી પડતી જાય છે વગેરે અનેક જુઠાણાં લખે છે. હમણાં જ સરકારે એક ફતવો બહાર પાડીને જણાવ્યું છે કે બારડોલીના આશ્રમવાળાઓએ પણ પૈસા ભરી દીધા છે. ભાઇ રામદાસે લડત શરૂ થઇ તે પહેલાં પૈસા ભરી દીધા હતા. અને તે વાત છ મહીના પછી બહાર પાડે છે. આશ્રમ તરફથી જે નાણાં ભરાયાં છે તે વિશેષ-ધારાના કર પ્રમાણે ભરાયાં છે. અને વિશેષ ધારાનો કાયદો તોડવાનું હજી ફરમાન નીકળ્યું નથી. આ બાબત કાંઈ મારે બારડોલીના લોકોને

સમજાવવાની ન હોય પણ ગુજરાતના ખેડૂતોની જાણ માટે કહું છું. બારડોલી તો આશ્રમવાળાને સારી પેઠે ઓળખી ગયું છે.

### કોંગ્રેસના હુકમ પાળજો

મુંબાઈમાં, સુરતમાં બધે ઠેકાણે હું કહેતો આવ્યો છું કે હજી બહુ પંથ બાકી છે. સમાધાનીની વાતોને હજી વાર છે. સરકાર તમારા નેતાઓને છુટા નહિ રાખે. તેમને તો પકડીને જેલમાં પૂરી દેશે, છતાં મહાસભાનો હુકમ થાય તે ઉપાડી લેજો, તમારી ગરદન કોઈ કાળે નીચી નમાવતા નહિ. આ ઝઘડો છેલ્લો છે. આપણે એક વાર લડી લેવું છે. કાલે ઉઠીને હું જ કહુ કે તમારૂં મહેસૂલ ભરજો. પણ આજે ખેડૂતોની એવી દશા આવી છે કે આવતે વર્ષે મહેસૂલ ભરવા જેટલા પૈસા જ નથી રહેવાના.

### વેપાર-ખેતી કાંઈજ નહિ

મુબઈના લોકો મને કહેતા કે ગુજરાતના ખેડૂતોને કપાસ ન વાવવાનું કહેજો. કારણ કે કપાસ વાવશે તેનો આ વખતે મરો છે. હું તમને કહું છું કે અત્યારે વેપાર, ખેતી, અભ્યાસ એ માટે વખત જ નથી. આપણે તો જેલમાં ગયેલાઓને પાછા લાવવાનો ધંધો કરવાનો છે. મહાસભાનો કાર્યક્રમ પૂરેપૂરો અમલમાં મૂકવાનો છે. મહાસભાનો હુકમ મળે કે તમારે કાયદા તોડવાના છે.

### આકરા અમલદારો એ જ સાચા મિત્રો!

બારડોલીમાં સરકારે હવે ખોટી ફરિયાદો ઉભી કરવા માંડી છે. બજારમાં દુકાન આગળ ખોખું પડયું હોય, ઇંટ પડી હોય તો તે માટે લોકોને જેલમાં પૂરે છે. આપણે તો એની પણ ગણત્રી કરી જ હતી. અમલદાર આકરો છે એવી ફરિયાદ કોઇ ન કરે. આકરો અમલદાર આપણો મિત્ર છે, સરકારનો નહિ. અતિશય જુલમ થશે તો લડાઈનો વહેલો પાર આવશે. ગઇ વખતે પણ બારડોલીને ડરાવી શિરપાવ લઇ જવાની દાનતે કેટલાક અમલદારો આવ્યા હતા. આજે પણ જે આવશે તેને હાથ ઘસતા જવું પડવાનું છે. ગુજરાતના ખેડૂતો સમજી લે કે હસતે મોઢે સહન કરવું એ આપણો ધર્મ છે.

### રાજીનામાં ફેંકી દો

હિન્દુસ્તાનના સ્વરાજ્ય માટે સર્વસ્વ કુરબાન કરવા તૈયાર થઇ રહેવું પડશે. આપણે સ્વરાજ્ય લેવાનું પણ લીધું છે તેમાંથી જરા

પણ પાછું ન હઠાય. કેટલાક ડાહ્યા માણસો વિલાયત જવાનું કરે છે અને એ માટે હવા તૈયાર કરવા લાગ્યા છે. આપણાથી આબરૂ સાથે ત્યાં જવાય એમ નથી, એટલે મારે એથી ઉલટી હવા તૈયાર કરવી છે. લડાઇ જરા પણ મંદ પડવાને બદલે પૂર જોશથી ચાલવી જોઇએ. પોલીસપટેલોએ હવે રાજીનામાં ફેંકી દેવાં જોઇએ. સરકારના દબાણુ-થી જેમણે પાછાં ખેંચી લીધાં હોય તે સરકારને લખી દે કે મારે તો પ્રજા સાથે રહેવાનું છે તેથી તારૂં કામ નહિ થાય.

## સરકારને કંપ થયો છે

ખેડૂતોનો અન્નદાતા, ખેડૂતોનો ઉધ્ધારક જેલમાં હોય ત્યારે બીજું કાંઇ જ ન થાય. સરકાર આપણને જેલમાં મોકલશે, મિલ્કત લઇ જશે, બીજું શું કરશે ? બ્રહ્મામાં હમણાં ધરતીકંપ થયો ત્યારે હજારો માણસો ખુવાર થઇ ગયાં. હજી અહીં તો ધરતીકંપ નથી થયો. અહીં તો સરકારને કંપ વા થયો છે તેમાં તમારે શું? ગમે તે થાય છતાં તમે હસતા રહેજો. તમારો રોટલો લેવાની કોઇમાં તાકાત નથી. રોટલો લેવો-આપવો ખુદાના હાથમાં છે. એ લેવા આવનારને ખબર નથી કે પોતાને ઘેરે શું થવાનું છે. આપણે જરા પણ ડરવાનું કારણ નથી. આખો બારડોલી તાલુકો આપણે ખાલ-સામાં મૂકયો છે. તાલુકો ખાલસા થશે તો બીજે જઇશું. પણ તમારૂં નામ બદનામ ન કરશો. તમારામાં જે ઢીલા હોય તેને મજબૂત કરજો અને એક થજો. જેલમાં ઇબ્રાહીમ પટેલ આવ્યા ને દંડ ન ભર્યો ત્યારે હું ખુબ રાજી થયો. હજી આપણે શું ભોગ આપ્યો છે ? એક ખેડૂત પણ એવો બતાવો કે જે ભુખે મરી ગયો ? ખેડૂતો તો હજી સરકારના જુલમોથી વટાઇ જવાના છે.

## જેલમહેલની મોજ

બારડોલીના ખેડૂતો જેલથી ડરે તો મને દુઃખ થાય. જેલમાં દુઃખ છે જ નહિ, ત્યાં સુખ છે. ત્યાં તો હું વગર મહેનતે મફતના જુવારના રોડલા ખાતો હતો. તમારે ત્યાં દુઃખ શું છે ? અહીં તો જુવાર માટે પાણીમાં કામ કરવું પડે છે. જેલમાં કપડાં પણ ચોખ્ખાં મળે છે. હું તો પોલીસોને પણ કહું છું કે તમે પણ ત્યાં જઇને રહોને ? અહીં શું કામ રખડો છો ? તમને જેલમાં પૂરે તો તમારે આભાર માનવો જોઇએ, કારણકે તમને ખેતરના કામમાંથી મુક્ત

કર્યા, જેલનું દુઃખ જ મનમાંથી કાઢી નાખ્યું. ત્યાં ખેડૂતો તથા અમારા ખોરાકમાં ભેદ કર્યો. અમને કહ્યું કે તમે તો સારા માણસો એટલે દસ આના મળશે. ખેડૂતોને ચાર પૈસા મળશે. તરતજ મેં કહી દીધું કે અમને પણ ચાર જ પૈસાનો ખોરાક આપો. જેલવાળાએ કહ્યું કે તમને એ ખોરાક નહિ જ મળે. ભૂખ્યા રહેવું હોય તો ભલે રહો. મેં ઉપવાસ કર્યા અને આખરે એ જ ખોરાક લીધો. એ ખોરાકની ટેવ નહિ એટલે પંદર શેર વજન ઓછું થયું.

## અમલદારો તો મગતરાં છે

કેટલાક અમલદારો બહાદુરી મારવા અહીં આવ્યા છે. તેઓ માને છે કે જુલમ કરી લોકોને તાબે કરીને પૈસા લઇશુ. એ બધી તો ખોટી વાતો છે. જેની પાસે તોપ, બંદુક, વિમાન, દરિયો એ બધું છે છતાં મુઠીભર હાડકાંનો, ઘડીમાં મસળાઇ જાય એવો માણસ એ સલ્તનતને થરથર કંપાવે છે, એ સલ્તનતમાં બીજા અમલદારો તો મગતરાં જેવા છે. જો તમારામાં તમારાપણું હોય તો રોષ ન રાખશો. એને ફાવે તેટલાં માથાં ફોડવા દો.

## એ તગડાઓનો પડછાયો ન લેશો

અમલદારો પાણી વિના તરસે મરતા હોય તો એના મોમાં પાણી રેડજો. અમલદારો અનાજ ને પાણી વિના મરી જતા હશે તો ગામે ગામ સદાવ્રતો તથા પરબો મંડાવીશ. અમલદારો જાડા તગડા જેવા થઇ ફરે છે ને 'બહિષ્કાર કર્યો, બહિષ્કાર કર્યો' એવી બૂમો પાડે છે. તમને લોકોએ શું કર્યું? ખેડૂતોને હું કહું છું કે તમારે અમલદારોનો પડછાયો પણ લેવો નહિ. અજાણતાં પડછાયો પડે તો નાહી નાંખજો કારણકે એ અસત્યનો, પ્રપંચનો, હિંસાનો પ્રતિનિધિ છે અને આપણે સત્ય અને અહિંસાના પ્રતિનિધિ છીએ. અમલદારો જો હુકમની બહાર જાય તો બિચારાનું ઠીકરૂં ફુટે તથા નોકરૂં જાય.

## સાહેબો ભલે એમને કન્યા આપે!

ઘણા કહે છે કે ગાંધીજી એવું કહેતા નથી. મને ગાંધીજી શું કહે છે તે ખબર નથી. પણ હું તો અમલદારોને બહુ ઓળખું છું. ખેડૂત ઘરમાં બેસાડી પાણી પાય તો એ જ પવાલું જપ્તીમાં લઇ જાય એવો એ છે. બેસવા માટે શેતરંજી આપે તો શેતરંજી પણ બગલમાં મારી

આવતી પકડે એવો એ છે. અધિકાર આપણો નથી લીધો. અધિકાર છે તો સાહેબોએ કર્યો છે. બહુ લાગતુ હોય તો સાહેબો પોતાની કન્યા ત્યાં અમલદારોને આપે ને! એ બધા તો અમલદારોથી અભડાય છે. અમલદારને તમારું માથું ફોડવાથી કે દંડ કરવાથી આનંદ થતો નથી. પણ એ માને છે કે સાહેબ રાજી તો ખુદા પણ રાજી. જે દિવસે એને ખાત્રી થશે કે સાહેબથી ખુદા જુદો છે ત્યારે એ પોતાની મેળે જ પાપ કરતો અટકશે. તમે તમારે માર્ગે ચાલો.

## "સરકારની આંખ ફાટી જશે"

ગવર્નરે હમણાં મુંબઇમાં ભાષણ કરતાં કહ્યું કે આ ચળવળને લીધે સુરતમાં બે માણસો ડૂબી ગયાં. સરકાર એવું તો ખૂબ જુઠાણું ચલાવશે. એ લખશે કે હવે તો શાંતિ છે. પણ વરસાદ ઉઘડતાં લોકો મીઠું લેવા ઉપડશે ત્યારે એની આંખ ફાટી જશે. બારડોલીમાં પણ પહેલાં ખોટા રિપોર્ટો જતા હતા.

## આટલું યાદ રાખજો

હું અમલદારોને રાજીનામાં ફેંકી દેવા કહું છું કારણ કે હિંદના હિતમા તમારૂં હિત છે. હિંદ ગુલામ રહેશે તો તમારાં બાળબચ્ચાનાં ભુંડા હાલ થવાના છે. ખોટા કેસ કરવા, લાઠી મારવી એ ગેરકાયદેસર છે. કામ કરો તો કાયદેસર રીતે કરો. તમે સમજો કે તમારી પાસે બૂરૂં કામ કરાવે છે. અમલદારો ગમે તે કરે પણ ખેડૂતો જરા પણ રોષે ન ભરાય. અમલદારોને ગુસ્સો ચઢે એવાં ગીતો બાળકો પણ ન બોલે. એમાં ફાયદો નથી. બારડોલીના લોકો પાછા ન જ હઠે. તમારાથી નમ્યું તો ન જ અપાય. અને મારા શીખવેલા પાઠો ભૂલી ન જશો. મિલ્કત ગુમાવી હોય તો તે પાછી આવે છે પણ ગઇ આબરૂ પાછી નથી આવતી. હું ફરીથી મળું ન મળું તો પણ આ બધું યાદ રાખજો. આપણને આટલા મળવા દીધા તે માટે ઇશ્વરનો પાડ માનું છું. ઇશ્વર તમને કાર્ય કરવાની શકિત અને બુદ્ધિ આપી તમારૂં કલ્યાણ કરે.

——:•:——

મુદ્રક: પી-યુ-દાસ, "ગુર્જર ગૌરવ પ્રેસ, મુંબઈ ૪.